# સંસાર સાગર

યાને

## દુ:ખરૂપી દરીયો




સંગ્રહકાર :

**અમૃતલાલ વાડીલાલ સંઘવી**





છપાવી પ્રસિદ્ધ કરનાર :

માણેકલાલ ભગવાનદાસ પટેલ

ઠે. નટવર હાઉસ, ૪૨ અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઈ



આવૃત્તિ ૧ લી ]  પ્રત ૨૫૦



સંવત ૧૯૯૬ ]  સને ૧૯૪૦



**કીંમત સદુપયોગ.**

# ઉપાધી વિષે.

---

( જન શું ગુમાન રાખે—એ રાગ. )

ખોટી કરી ઉપાધી,
ઉંમર બધી જવાની;
કરણી ન શુભ કીધી,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૧

લઘુ વય જ્યાં તારી વીતી,
ત્યાંથી કરી અનીતિ;
સાચી તજી છે નીતિ,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૨

અસત્યતા ચલાવી,
લક્ષ્મી ઘણી મીલાવી;
ઉંમર બધી જલાવી,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૩

પર દ્રવ્ય ચોરી લીધું,
બ્રહ્મચર્ય ત્યાગી દીધું;
અનર્થ કામ કીધું,
લક્ષ્મી થશે રવાની. ખોટી૦ ૪



# સંસાર સાગર

યાને

# દુઃખરૂપી દરીયો.



## ભાગ ૧ લો.

આ સંસાર સાગર તે ખરેખર દુઃખ સાગર છે. તે સંસાર સાગરમાં હમેશાં મનુષ્ય નાના પ્રકારના આધિ, વ્યાધિ ને ઉપાધિઓ વડે પીડાય છે. સંસારનું સામાન્ય સ્વરૂપ પ્રાયઃ હરેક પ્રાણીમાત્રને વિદિત હોય છેજ. સંસાર એ શબ્દજ કોઈ અપૂર્વ પ્રકારનું ભાન કરાવે છે. સંસ્કૃતના વિદ્વાન પંડિત કવિઓએ તેની એવી વ્યાખ્યા કરી છે કેઃ–**संसरतीति संसारः ॥** એટલે ચોતરફથી જેમાં સરી જવાનું, લપસી જવાનું ને ખસી જવાનું છે, તેથીજ તેને સંસાર કહે છે. ઘણું કરીને સરકવાનું–લપસવાનું, જ્યાં ઘણી ચીકાશ હોય ત્યાંજ હોય છે. તો સંસાર એ એક મોટો જબરજસ્ત ઉંડો ખાડોજ છે. તેમાં ચારે તરફ ને વચમાં કર્મ રૂપી ચિકણો પુષ્કળ ગારો–કાદવ ભરેલો છે. તે કાદવમાં અનંત કાળ થયા સહુ જીવો અશુચી વિષ્ટાના કીડાની જેમ ખદબદી રહેલા છે. તે મોટા અને ઉંડા

ખાડામાં જીવોને રહેવાના મોટા ચાર ભાગો કર્મદેવે પાડેલા છે. તેમાં પહેલા ભાગમાં નારકીના જીવો રહેલા છે, બીજા ભાગમાં તિર્યંચ જાતિના એટલે પશુ પંખી વિગેરે નાના મોટા જાનવરો રહેલા છે. ત્રીજા ભાગમાં મનુષ્યો રહેલા છે, અને ચોથા ભાગમાં દેવતાની જાતિના જીવો રહેલા છે. એ કુલ મળીને જીવના ૫૬૩ ભેદ થાય છે. તે સર્વ ઉપરોક્ત ખાડામાંજ રહેલા છે. તે ચારે ભાગના સર્વ જીવો ઉપર કર્મદેવ નામનો એક મોટો રાજા રાજ્ય કરે છે.

તે સર્વ જીવોને કર્મદેવ રાજા પોતાની યોગ્યતા મુજબ વસવા માટે ઘર આપે છે, પણ તે સર્વ જીવોને ઘર ભાડે જ રહેવા માટે દે છે, પણ ખરેખર કોઈ પણ જીવને ઘરનું ઘર કરવા દેતોજ નથી. દરેક જીવ પોતાનો રાખ્યો રહે ને પોતાનો કાઢયોજ જાય એવી તેની સખ્ત સરત ને બળવાન હકુમત તેમજ તેનો અચળ કાયદો છે. તેની પાસે કોઇ પણ જીવ કાયદાનો ભંગ કદી પણ કરી શકતું નથી. તે ખાડાની અંદર રહેલા તમામ જીવો ઉપર કર્મદેવ નામના રાજાની સાર્વભૌમ સત્તા રહેલી છે. પોતાની સત્તા તળે દબાવી સૌ પ્રાણીને તે ઘર ભાડેજ રહેવા દે છે. તે ખાડાની બહાર ગયેલા જીવો ઘરનું ઘર વસાવી શકે છે. કારણકે ત્યાં કર્મદેવ રાજાની સાર્વભૌમ સત્તા બીલકુલ ચાલતીજ નથી. ખાડાની બહાર ગયેલા જીવો સિદ્ધ પર-

આત્મા કહેવાય છે માટે ત્યાં કર્મદેવની સત્તા ચાલતીજ નથી. પણ ખાડામાં રહેલા સર્વ જીવોને તો તે કર્મદેવ પોતાની સત્તા તળે સખતપણેજ રાખે છે ને ભાડુતી ઘરજ વસવા માટે દે છે. કારણકે ભાડુતી ઘરમાં માણુસ ગમે તેટલું રહે અને ખુશી પ્રમાણે તે ઘરને શણગારે તથા વિવિધ સુંદર વસ્તુઓથી શોભાવે, પણ અંતે ખુશીથી કે નાખુશીથી અવશ્ય તે ઘર તેને અમુક કાળે ખાલી કરવુંજ પડે છે. કહ્યું છે કે,

### દોહરા.

**ભાડે લીધી ઓરડી, કુંક દિવસને માટ;**
**શણગારી શા કામની, કરી ઘણેરા ઠાઠ. ૧**
**વજ્ર તુલ્ય કાયા કરી, વજ્રનું બખતર પહેર;**
**પેસ વજ્રની કોઠીમાં, પણ મટે ન કાળનું વેર. ૨**
**માટે મારા વીર તું, સમજી થા હુંશીયાર;**
**પોષણ કર નિજ આત્મનું, ધર્મ કરી શ્રીકાર. ૩**

વળી કર્મદેવ તે બધા જીવોને વસવા માટે ઘર પણ કાંઈ એક સરખા આપતો નથીજ. તેમાં પણ તે જીવોની લાયકાત મુજબ ઉત્તમ, મધ્યમ ઘર આપે છે. જેમ દુનિયામાં રાજા રાણા કે મોટા બાદશાહને રહેવાના ઘરો ઉંચા, પથ્થરની બાંધણીવાળા, સંગેમરમરના ઉત્તમ રાજમહેલો હોય છે, તથા મોટા શેઠ શાહુકારને રહેવાના ઘરો ઇંટની બાંધણીવાળા ચુનાબંધ હોય છે, તેમજ મધ્યમ સ્થિતિના મનુષ્યને

માટે ગારાના બનાવેલા સાધારણ ઘરો હોય છે અને તદ્દન ગરીબોને રહેવા માટે તાડછાના ઝુંપડાં કે કુબા હોય છે, તેમ આ ખાડમાં રહેલા સર્વ જીવોને પોતપોતાના પુણ્ય મુજબ ચાર જાતના ઘર ભાડે મળે છે. આ પ્રમાણે સંસારનું સામાન્ય સ્વરૂપ તત્ત્વવેત્તાઓએ વર્ણવેલું છે. વળી તેઓશ્રીએ આગળ વધીને વિશેષ વર્ણવેલું છે, કે આ સંસાર કેવળ અસાર અને ક્ષણભંગુરજ છે.

ડાંગરના ફોતરાની પેઠે તેમાંથી પરિણામે કાંઈ સાર નીકળતો નથી. દરેક સંસારી સામગ્રી જળના પરપોટા સમાન સ્વલ્પ સ્થાયી છે. વીજળીના ચમકારાની જેમ જોતજોતામાં સર્વ નાશ થઇ જાય છે. તેને માટે એક જ્ઞાની મહાત્માએ કહ્યું છે કેઃ—

ચોપાઇ.

**જેવો પાણીનો પરપોટો, જેવો ધુમાડાનો ગોટો;**
**જેવો સુંદર કાચનો કોટો, એવો ખેલ સંસારનો ખોટો. ૧**
**જેવો કુંજર કેરો કાન, જેવું પાકું પીપળનું પાન;**
**જેવો સંધ્યા કેરો વાન, એવું આયુષ્ય અથિર પ્રમાણ. ૨**
**ધરો ધર્મ ભાવે સહુ ભાય, ખરૂં સગપણ એ સુખ સદાય;**
**નથી ધર્મ વિના સુખ કયાંય, વદે એમ સદા જીન રાય. ૩**

મતલબ કે સર્વ પદાર્થ અસ્થિર છે, વળી આ સંસાર અનેક પ્રકારના દુઃખોથીજ ભરપુર છે. અનેક આધિ, વ્યાધી ને ઉપાધીથી વ્યાપેલ છે. એકને જ્યાં માંડ માંડ સાંધીએ

ત્યાં તેર તુટે છે. સંસાર સાગર તે ખરેખર સાગર તુલ્યજ છે વિદ્વાનોએ સંસારને સમુદ્રની ઉપમાં આપી છે, તે ખરીજ છે.

## સંસારને સમુદ્રનો મુકાબલો તથા તેની ઉપમા.

૧ સમુદ્રને જેમ બહારની પરિધિ છે તેમ સંસારને ચાર ગતિરૂપ પરિધિ છે. ૨ સમુદ્રમાં જેમ પાણીની ગંભીરતા છે તેમ સંસારમાં જન્મ, જરા ને મરણરૂપી પાણીની ગંભીરતા છે. ૩ સમુદ્રમાં જેમ કાદવ છે તેમ સંસારમાં ભોગરૂપ કાદવ છે ૪ સમુદ્રમાં જેમ ફીણુ છે તેમ સંસારમાં અહંકાર રૂપી મોટા ફીણુ છે. ૫ સમુદ્રમાં જેમ મોટા ચાર કળશ છે, તેને પાતાળ કળશ કહે છે, તેમ સંસારમાં ચાર ગતિરૂપ મોટા કળશ છે. ૬ સમુદ્રમાં જેમ નાના કળશ છે, તેમ સંસારમાં ચોરાશી લાખ જીવાજોનીરૂપ નાના કળશ છે. ૭ સમુદ્રમાં જેમ મોટા મોટા મગરમચ્છો છે તેમ સંસાર સાગરમાં મોટા બળવંતો રૂપી મોટા મગરમચ્છો છે. ૮ સમુદ્રમાં જેમ નાનાં માછલાં છે, તેમ સંસારમાં નાના મોટા કુટુંબ કબીલા રૂપી નાના માછલાં છે. ૯ સમુદ્રમાં જેમ મોટા પર્વતો છે, તેમ સંસારમાં આઠ કર્મરૂપી મોટા પર્વત છે. ૧૦ સમુદ્રમાં જેમ નાના પર્વતો છે તેમ સંસારમાં રોગ, શોક, ચિંતા ઉપાધી, ભય, દુઃખ, વિગેરે નાના પર્વતો છે. ૧૧ સમુદ્રમાં જેમ સંઘોટીયા છે, તેમ સંસારમાં કુગુરૂ, કુદેવ ને કુધર્મરૂપી મોટા સંઘોટીયા છે. ૧૨ સમુદ્રમાં જેમ કાંઠો છે તેમ સંસારમાં મોક્ષ રૂપી કાંઠો છે. ૧૩ સમુદ્રમાં જેમ વડ-

વાગ્નિ છે, તેમ સંસારમાં ક્રોધરૂપી મોટો વડવાગ્નિ એટલે દાવાનળ છે. ૧૪ સમુદ્રમાં જેમ ભમરી છે તેમ સંસારમાં મોહ કપટરૂપી ભમરી છે. ૧૫ સમુદ્રમાં જેમ કર્દમ–કાદવ છે તેમ સંસારમાં લોભરૂપ કાદવ છે. ૧૬ સમુદ્રમાં જેમ કલ્લોલ છે, તેમ સંસારમાં શોક સંસારરૂપ મોટા કલ્લોલ છે. ૧૭ સમુદ્રમાં જેમ નાના કલ્લોલો છે તેમ સંસારમાં સંયોગ–વિયોગ, હર્ષ–દુઃખરૂપી નાના કલ્લોલો (તરંગો) છે. ૧૮ સમુદ્રમાં જેમ તરંગો ઉછળે છે, તેમ સંસારમાં મનરૂપી તરંગો–ઘોડાઓ ઉછળે છે. ૧૯ સમુદ્રમાં જેમ પાણી છે, તેમ સંસારમાં મરણના ભય સરખું પાણી છે. ૨૦ સમુદ્રમાં જેમ પાણીનો વિસ્તાર છે, તેમ સંસારમાં ભવભ્રમણરૂપ પાણીનો વિસ્તાર છે. ૨૧ સમુદ્રમાં જેમ વાયરો છે, તેમ સંસારમાં અભિલાષારૂપી વાયરો છે. ૨૨ સમુદ્રમાં જેમ તળીયું છે, તેમ સંસારમાં આશા પિપાસા તૃષ્ણારૂપી તળીયું છે. ૨૩ સમુદ્રમાં જેમ અંધકાર છે, તેમ સંસારમાં મિથ્યાત્વરૂપી મહા અંધકાર છે. ૨૪ સમુદ્રમાં જેમ સ્વાપદ વિગેરે મોટા જળ જંતુઓ છે, તેમ સંસારમાં પાંચ પ્રમાદરૂપી સ્વાપદ જીવ ઘણાં છે. ૨૫ સમુદ્રમાં જેમ હાથીના મોટા પગને પણ બાંધી લે તેવા મોટા ગ્રાહ છે, તેમ સંસારમાં રૂદ્ધિ ગારવ, રસ ગારવ, સાતા ગારવરૂપી મોટા તાંતવા વહેલા છે કે જે જીવ રૂપી હાથીને તે સદાય બાંધી લે છે. ૨૬ સમુદ્રમાં જેમ વેળ ઉછળે છે, તેમ સંસારમાં ચાર ગતિ રૂપ વેળ ઉછળે છે.

૨૭ સમુદ્રમાં જેમ ઉંચા નીચા જીવ દુખી રહ્યા છે, તેમ સંસારમાં પાંચ આશ્રવે કરીને ઉંચા નીચા સર્વ જીવ દુખી જ રહ્યા છે. ૨૮ સમુદ્રનો જેમ પાર નથી તેમ સંસારમાં દુઃખનો પારજ નથી. ૨૯ સમુદ્રમાં જેમ કાંઇ આધાર નથી તેમ સંસારમાં કુદેવ, કુધર્મને વશ પડેલા જીવોને કોઇનો પણ આધાર નથી. ૩૦ સમુદ્ર જેમ ગંજારવ કરી રહ્યો છે, તેમ સંસારમાં રોગ, શોક, ચિંતા, દુઃખ ભયે કરી સંસાર ગુંજારવ કરી રહ્યો છે. ૩૧ સમુદ્રનો જેમ કાષ્ટના ઉત્તમ વહાણથી પાર પામી શકાય છે, તેમ સંસારનો પણ ઉત્તમ સર્વજ્ઞ પ્રભુપ્રણિત ધર્મનું સદ્ભાવે આરાધન કરવાથી સહેલાઇથી સત્વર પાર પામી શકાય છે. ૩૨ સમુદ્રનો કીનારો પાર પામ્યા પછી જેમ બુડવાનો ભય તથા દુઃખ રહેતું નથી તેમ સંસારનો પાર પામીને મુક્ત થયા પછી આ જીવાત્માને જન્મ મરણ વિગરે ભય તથા નાના પ્રકારના કર્મજન્ય દુઃખો રહેતાજ નથી.

આ પ્રમાણે સંસારને સમુદ્રનો મુકાબલો કહેલ છે. અર્થાત આ સંસાર કેવળ દુઃખનો ભરેલો છે, સર્વદા દુઃખ દેખાય છે. જ્યાં એક દુઃખને મટાડીએ ત્યાં બીજા દુઃખો આવે છે, કહ્યું છે કે—

**ઝુલણા છંદ.**

**દુબળી ગાયને હોય ઝાઝી બગાં,**
**દુઃખતા અંગ પર ઠેશ વાગે;**

**ભુત ભાગી ગયું હોય નહિ ત્યાં વળી,**
**ઉલટું અંગમાં પલીત જાગે.**
**એક પર એક છે આધિઓ વ્યાધિઓ;**
**બંધનો બેવડા કેમ છુટે,**
**સાવ નિઃસાર આ હાય સંસારમાં;**
**સાંધીએ એક ત્યાં તેર તૂટે. ૧**

આ પ્રકારની લોકસ્થિતિ અત્યંત દુઃખમયજ છે. ખરેખર આ સંસાર તેર તણુખાએ કરીને સદાય પ્રજળી રહેલોજ છે. તે તેર તણુખાના નામ:—૧ જન્મરૂપી રૂચી ત્યાં મરણરૂપી તણુખો, ૨ સંજોગરૂપી રૂચી ત્યાં વિજોગરૂપી તણુખો. ૩ સંપદારૂપી રૂચી ત્યાં આપદા (દારિદ્રતા) રૂપી તણુખો, ૪ શાતારૂપી રૂચી ત્યાં અશાતારૂપી તણુખો. ૫ હર્ષરૂપી રૂચી ત્યાં શોકરૂપી તણુખો. ૫ જ્ઞાનરૂપી રૂચી ત્યાં અજ્ઞાનરૂપી તણુખો, ૭ સમકિતરૂપી રૂચી ત્યાં મિથ્યાત્વરૂપી તણુખો, ૮ સંજમરૂપી રૂચી ત્યાં અસંજમરૂપી તણુખો. ૯ શીયળરૂપી રૂચી ત્યાં કુશીળરૂપી તણુખો, ૧૦ ક્ષમારૂપી રૂચી ત્યાં ક્રોધરૂપી તણુખો, ૧૧ વિનયરૂપી રૂચી ત્યાં અવિનયરૂપી તણુખો. ૧૨ સ્નેહ (રાગ) રૂપી રૂચી ત્યાં દ્વેષરૂપી તણુખો. ૧૩ સંતોષરૂપી રૂચી ત્યાં લોભરૂપી તણુખો. એ તેર તણુખા તેમજ તે સિવાય બીજા પણ તેર તણુખા જ્ઞાનીએ કહ્યા છે. તે જેવા કે સુખરૂપી રૂચી ત્યાં દુઃખરૂપી તણુખો. નમ્રતારૂપી

રૂચી ત્યાં અભિમાનરૂપી તણુખો. સરળતા–ભદ્રિકતારૂપી રૂચી ત્યાં કપટરૂપી તણુખો. સમતારૂપી રૂચી ત્યાં મમતારૂપી તણુખો. હિંમતરૂપી રૂચી ત્યાં ભયરૂપી તણુખો. પુન્યરૂપી રૂચી ત્યાં પાપરૂપી તણુખો. ધર્મરૂપી રૂચી ત્યાં અધર્મરૂપી તણુખો. વહાલરૂપી રૂચી ત્યાં વેરરૂપી તણુખો. ધર્મકથારૂપી રૂચી ત્યાં કર્મકથારૂપી તણુખો. ભગવાનની વાણીરૂપી રૂચી ત્યાં આળસ તથા નિદ્રારૂપી તણુખો. સત્સંગરૂપી રૂચી ત્યાં કુસંગરૂપી તણુખો. ધર્મધ્યાનરૂપી રૂચી ત્યાં મોહરૂપી તણુખો. ઉપર પ્રમાણે તેર તણુખાએ કરીને આ સંસાર સદાય બળીજ રહેલો છે. સંસારની અસારતા જીવ પોતે પૂર્ણરીતે જાણે છે, વળી તે અસારતા બીજા પાસે કોઇવાર કહે પણ છે, કે અહો ! આ સંસારમાં દુ:ખનો પાર નથી. વળી અનેક પ્રકારના સંસારના દુ:ખો પોતે જાતે અનુભવે છે, વળી હજારો તિક્ષણ વ્યાધિ ઉપાધિથી સપડાયેલો છે અને ત્યાગી સંત મહાત્માને મુખે તેની અસારતા સાંભળવા છતાં તથા તે પ્રકારના દુ:ખીયાના દૃષ્ટાંતો નજરે જોવા છતાં આ મોહમુગ્ધ પામર જીવને બોધ લાગતોજ નથી અને જાણી બુઝીને દીવો લઈ કુવામાં પડે છે. સંસાર સાગર તે દુ:ખનોજ ભરેલો છે. તે સંસાર સાગર વિષે એક વિદ્વાને સલોકો કહેલો છે તે સાંભળવા જેવો છે.

---

# સંસાર સાગર વિષે સલોકો.

જીનવાણી માતા તમ પાયે લાગુ, કહેવા સલોકો આજ્ઞા માગું;
જીભા અગરે તું બેસજે આઈ, વાણી તણી તો કરજે સવાઈ. ૧
આઘો પાછો કોઇ અક્ષર થાય, માફ કરજો કોઈ દોષ જણાય;
અલ્પ બુદ્ધિથી કહું છું આજ, ગુરૂતણી તો ગ્રહું છું સાજ. ૨
ગુરૂ મારાં છે ગુણનાં નીધાન, સૂત્ર સિદ્ધાંત તણાં વળી જાણ;
જેનાં મુખમાં છે અમરત વાણી, ગુરૂ પાસે હું પામર પ્રાણી. ૩
**સંસાર સાગરનો** કહું સલોકો, ધ્યાન રાખીને સાંભળજો લોકો;
સાંભળતા તો કરમ ખપાય, એહ થકી તો પ્રભુ જપાય. ૪
પ્રથમ કથની કહું કરમજ કેરી, જીવના તે ખરા જાણજો વેરી;
કરમ કરીને નરકમાં જાએ, પરમાધામીનાં માર ત્યાં ખાય. ૫
મારે મુદ્ગળ ને પાડે ત્યાં ચીસ, કોના ઉપર ત્યાં કરે રીસ;
તાંબુ તરવું ને સીસુ ઉકાળી, રેડે પેટમાં નાંખેજ બાળી. ૬
જોજન પાંચસે ઊંચો ઉછાળે, ઉછાળી પાડે ભૂમીને તાળે;
પાડે પોકાર છોડાવો કોય, એવો દયાળુ ત્યાં કોણ હોય. ૭
મારી મારીને કાઢે છે લોટ, ભૂખ તરસની ત્યાં નહિ ખોટ;
ત્રીચ્છા લોકથી અનંતો તાપ, તાપની સાથે ટાઢ અમાપ. ૮
બોલ દસ તો અનંતા હોય, સૂત્ર મધ્યેથી વાંચીને જોય;
વાંચી વિચાર કરે મનમાંય, તે નર ફરી નરકે ન જાય. ૯
પરજળે પીંડ પસ્તાવો કરે, જમ આગળ કરજોડી કરગરે;
અહીંથી છુટું હવે એકવાર, પાપ ફરી કરૂં હું ન લગાર. ૧૦

એવો વિચાર દુઃખ મધ્યે થાય, સુખ મળે ત્યાં ભૂલીજ જાય;
એવી વેદનાં અનંતીવાર, ભોગવી આવ્યો જીવ અપાર.૧૧
હે જીવ! તું છો માર ખાનારો, તારો આવ્યો નહિ પાર લગારો;
ચાર ગતિ ને દંડક ચોવીશ, ફર્યો તે મધ્યે વીશવાવીશ.૧૨
સ્થીર રેહેવાનો કર ઉપાય, ચારે તરફથી લાગી છે લાય;
સદ્‌ગુરૂ વીના કરે કોણ સહાય, અવસર અમૂલ્ય એળે સૌ જાય.૧૩
શોધી કાઢોને સદ્‌ગુરૂ સાચા, જ્ઞાન ધ્યાનમાં નહિ કાંઈ કાચા;
ગુરૂ ગોતીને મેળવવું જ્ઞાન, જેથી થાય ભવ તરવાનું ભાન.૧૪
જ્ઞાન મેળવીને કરો વિચાર, ક્યાંથી આવ્યો ને કિહાં જનાર;
મારૂં તે દુઃખ કોણ હરનાર, કોણ તે કેવી રીતે તરનાર.૧૫
ગયો અનંતી વાર નીગોદ, તીહાં તારૂં તો કાઢયું નખોદ;
રતાલુ પીંડાલુ લસણ ને કંદ, ઉપજ્યો અનંતીવાર મતીમંદ.૧૬
ડુંગળી મૂળા ને ગાજરમાંહી, ઉપજ્યું દુઃખ તો અંદર રહી;
પીડા પામ્યો તે જાય ન કહી, કુટાણો ભેદાણો છેદાણો સહી.૧૭
દમડાનો દોઢશેર વેચાણો, વળી ઉપર મફત મંગાણો;
આરે સમે તું બેઠો થઇ શાણો, થાશે પસ્તાવો જાશે જોટાણો.૧૮
કરમ ઘસાણાં ત્યાંથી નીકળ્યો, પ્રત્યેકમાં આવીને ભળ્યો;
કાળ ઘણો તું ત્યાં રડવડીયો, ત્યાંથી નીકળી બેઇંદ્રીય થયો.૧૯
વસાણામાંહી ત્રેઇંદ્રીય થયો, ત્યાંથી નીકળી ચોરેંદ્રીય રહ્યો;
દુઃખ અમાપ ત્યાં પણ સહ્યા, સૂત્ર મધ્યે તો ખુલાસા કહ્યા.૨૦
એવા દુઃખ તું ખમતો અપાર, થયો પંચેંદ્રીય પુન્યે તું ધાર;
પંચેંદ્રીય મધ્યે ઘણાં છે ભેદ, સંજ્ઞી અસંજ્ઞી નપુંસક વેદ.૨૧

ભમતા ભમતા તું આ ભવ મોઝાર, થયો મનુષ્ય સજ્ઞિ અવતાર;
હવે રખે તું અવસર હાર, આવ્યો અવસર નહિ આવે નીરધાર ૨૨
આર્ય ક્ષેત્રમાં ઉપજ્યો તું આવી, નાત જાતમાં ગયો તું ફાવી;
કરમ વશે તો લીધો બોલાવી, તોપણ તુંજમાં અકલ ન આવી. ૨૩
ક્રોધે ધમધમી કર્યાં તેં કેર, ઘણાની સાથે કીધાં તેં વેર;
પ્રાણી ઉપર તો ન આણી મેર, રોમે રોમે તો ભર્યું જ ઝેર ૨૪
અહંકાર તો અંગમાં ધરી, મન માયામાં ગયો તું મરી;
પાપની બુદ્ધિ મુકી ન પડી, કપટ કુબુદ્ધિ હજી ન હરી. ૨૫
કપટ કળામાં મન કેળવ્યું, ડાહાપણ ધર્મમાં નજ મેળવ્યું;
અવળાના સવળા સવળાના ઊંધા, કંઈક જીવોના શ્વાસજ રૂંધ્યા. ૨૬
લાગ્યો લોભ ને કર્યું ધૂળધાણી, બળદ ફેરવે જેમ ઘાંચીની ઘાણી;
રેહેશે પડયું જો આંખ મીંચાણી, સાંભળી નહિ વીરની વાણી. ૨૭
મતી તારી તો મમતે બંધાણી, રાંડો તારી તો અનંતી રંડાણી;
ધર્મ ધ્યાનની વાત ન જાણી, વાત સદ્‌ગુરૂની તેં ન પ્રમાણી. ૨૮
લંપટ લલચાયો લલના લાલચમાં, મોહ માયાના મારગ વચમાં;
નારી દેખીને નાચવા લાગ્યો, કામ વિશેષ અંગમાં જાગ્યો. ૨૯
ન જોયું કુળ ને ન ગણી મરજાદ, માબાપ સાથે નિત્ય કરે વાદ;
મનમોજી ને ગમગીન, લાગી ખરેખર લલનામાં પ્રીત. ૩૦
મનમાં શુભ થયા ન વિચારો, ભવ ભ્રાંતીમાં ભૂલ્યો બીચારો;
ઘરમાં ખટપટ ચાલે છે રોજ, હવે ભાઈની સાંભળજો મોજ. ૩૧
હીંગ લાવે ત્યાં હલદર નહિ, મીઠું મસાલો લાવોને અહીં;
હીંગ હલદરને મસાલો લાવ્યો, તેલ ઘીનો તો હુકમ ચલાવ્યો. ૩૨

સાકર સોપારી સામટી લેજો, ધુપેલ તેલ જોઇને લેજો;
ચોટે પધારો શાકજ લેવા, ધાણા લેજો વઘાર દેવા.૩૩
મંડોલી મગ ને લાવો ચાવલીયા, ઘરમાં દીવેલ નથી નાવલીયા;
બળતણ વીના તે શાનેજ રાંધું, નહિ રાંધું આજ વાસી મેં ખાધું.૩૪
રીસાઈ બેઠી વાસીને તાળું, તારી પાસે તો નર મમતાળું;
ધર્મની વાત હ્રદયે ન લીધી, કુંભારજા નારે હઠજ કીધી.૩૫
લાવો સાડલો ભાત રૂપાળી, સફેદ ભોંય ને ટીબકી કાળી;
પેરી આવી છે તમારી સાળી, લાગી વાર ત્યાં બેઠી મોં વાળી.૩૬
સાડલો લાવી હાજર કીધો, કમખો ને ચણીયો માગીજ લીધો;
કમખાની સાથે ચણીયે લીધો, લાવી બીચારે હાથમાં દીધો.૩૭
એવી છણકેલી છણકા મારે છે, ભાઈ વિચાર ત્યારે કરે છે;
ભોગ લાગ્યા ને પરણ્યો હું નાર, આમાંથી કાંઇ નીકળ્યો ન સાર.૩૮
ઘડી એકની ન મળે નીરાંત, પગવાળી ન બેઠો દીનરાત;
પેટપોષણનું પુરૂં છે દુઃખ, પલવારનું જ્યાં ન મળે સુખ.૩૯
કરમજોગે કદી તું ધન પામ્યો, તારા મનસાંહિ જાણે હું જામ્યો;
કોના બાપની મારે ઓશીયાળ, મારે માથે તો છે નહિ કાળ.૪૦
જીવ તણી તો હિંસા કરીને, મનમાં મકલાણો માન ધરીને;
થાય હિંસા ને કરે કીલોલ, હાંસી મશ્કરી ઠઠા ને ઠોળ.૪૧
આણે મતતા ને માણે છે મોજ, પાપના પોટલા બાંધે છે રોજ;
નથી ખબર જે વળે જે ઘાણ, આવશે રૂદે એ સહુ જાણ ૪૨
પૃથ્વીના પેટ ખોદીને ફોડયા, નદી સરોવરનાં નાકાને તોડયા;
આરંભ કીધો અગની સવાયો, તે દિનથી તું દોષે ભરાયો ૪૩

વાળ્યો ઘાણુ તેં પૃથ્વી પાણીનો,વાળ્યો સાથે વળી ત્રસપાણીનો;
અગ્નિ આરંભ પાપ છે મેલું, સૂત્ર મધ્યેથી વાંચીને લેવું.૪૪
અગ્નિ થકી તો છકાય હણાય, તેમાં તો પાપ મોટું ગણાય;
એમ સમજીને કરો રખવાળ, જીવ માત્રની કરો સંભાળ ૪૫
પવન ખાવાને કરે સહુ સોજ, છાંટે પાણી ને માણે છે મોજ;
પવન ખાવા પંખા પણ જુએ, પછી બેઠો મોં વાળીને રૂવે ૪૬
વૃક્ષનાં વૃંદ વાઢયા છે ઘણા, છેદયા ભેદયા ન રાખી મણા;
કાપી બોળીને કુટોજ કીધો, ઝેરનો પ્યાલો હાથે લઈ પીધો.૪૭
જુઠું વદીને થયો તું રાજી, ધરમગુરૂનાં સમ ખાધા પાજી;
શ્વાન બાપડા તું થકી સારા, તેથી કામ તો તારા નઠારા.૪૮
ચોરી તણો તો માલ તું ચાખી, જાણજે પેટમાં ગઇ છે માખી;
ચાર દીવસનો જાણજે ચટકો, જેવો ગગનમાં વીજળી લટકો.૪૯
વળી પતંગનાં રંગનો પટકો, કુણા કંકણને વાગે જેમ ઝટકો;
ધન ધરા ધામ નથી રે તારા, ખાલી કરે છે તું મારાને મારા.૫૦
કુટુંબ કબીલો ધન સુખ દારા, અંત સમે સહુ સમજજે ન્યારા;
માત તાત ને સહોદર બ્હેન, પડે નહિ જેને તું વીના ચેન.૫૧
પોતાનો સ્વારથ જો નવ સરસે, તરત તું ઉપર ખેદજ ધરશે;
જે ઘર લક્ષ્મી લીલાઓ કરતી, ખટખંડમાં જેની આણા ફરતી.૫૨
હાજર રહેતા માણસ કોડી, એવા મહીપતી ચાલ્યા પણ છોડી;
માટે મનમાં વિચાર ભાઈ, કોનું કુટુંબ ને કોનું છે કાંઇ.૫૩
સંસારની છે ખોટી સગાઈ, કોના બાપ ને કોના છે ભાઈ;
હાડ માંસ ને લોહી ભરેલું, ચર્મથી તે તો ઘાટ ઘડેલું.૫૪

મળ મૂત્ર ને મેલનું ઘર, મોહ ધરે શું શરીર ઉપર;
માટીનો પીંડ તરૂવરનું પાન, સ્થીર રહે નહિ કુંજર કાન.૫૫
એવી કાયામાં ભૂલ્યો તું ભાન, હાથે કરીને શીદ થાય હેરાન;
અવસર કદી જો એળે જાય, પછી તુંને તો પસ્તાવો થાય.૫૬
જીભ ટુંકી થઇ જીવ ગભરાશે, તેલ ખૂટયું જેમ બત્તી બુઝાશે;
વિવીધપણે તુંજ ગીત ગવાશે, તારો ફજેતો પાછળ થાશે.૫૭
પોર કરવાનું ઓણુ તું કરજે, ધરમની વાત હૃદયમાં ધરજે;
કાલ કરવાનું કરજે આજ, ધરમ ધ્યાનમાં ધરજે ન લાજ.૫૮
ધ્યાન દઇને ધરમજ કરવું, પ્રભુ પ્રીતેથી પાપ પરહરવું;
સંસારરૂપી સાગરથી તરવું, જીવ ઘાતનું કામ ન કરવું.૫૯
સૂણી સલોકો મનમાં જે ધરશે, રાગદ્રેષને જે કોઇ પરહરશે;
પાતીક તેનાં સઘળાંએ ટળશે, જ્ઞાની કહે એ શીવ સુખ વરશે.૬૦

આ પ્રમાણે સંસારસાગરનું સ્વરૂપ જ્ઞાની ભગવાને શાસ્ત્રમાં કહેલું છે. સંસાર એ ખરેખર દુઃખનો દરીયોજ છે. જેમાં અનેક આધિ, વ્યાધિ ને ઉપાધીના આકરા ને કપરા મહાન્ દુઃખો ભરેલાં છે. જ્યાં એક દુઃખને માંડમાંડ મટાડીએ ત્યાં બીજા સાત દુઃખો આવી ખડા થાય છે. એક સાંધીયે ત્યાં તેર તૂટે છે. આવું હોવા છતાં પણ જીવને સંસાર મીઠો ગોળ જેવો લાગે છે, મધ જેવો વ્હાલો લાગે છે મધલાળ મુકાતીજ નથી. જેટલો જીવને સંસાર વ્હાલો લાગે છે તેટલો ધર્મ વ્હાલો લાગતો નથી. આ પ્રમાણે આ જીવાત્મા મોહ મમતામાં પડી મનુષ્યજીવનનું ખરૂં રહસ્ય અને સાર્થક ભૂલી

જાય છે અને ઉટવૈતરા કરી નકામા મોહમાયાના કર્મ બાંધે છે ને આ મનુષ્ય જન્મ પારકાને માટેજ વૃથા ગુમાવી દે છે. તેને માટે શ્રી પ્રભુએ સાફ કહ્યું છે કે:—

**संसारमावन्न परस्स अठा। साहारणं जंच करेइ कम्मम् ॥**
**कमस्स ते तस्स उवेइ काले। न बंधवा बंध वयं उवेन्ति ॥१॥**

અર્થાત્—આ સંસારમાં જન્મ ધરીને મનુષ્યો પારકાને માટે વૃથા જીંદગી ગુમાવે છે, કુટુંબ કબીલાને માટે અનેક પ્રકારના સાધારણ કર્મ સદાય બાંધે છે, પણ તે કૃત્ય કર્મને જ્યારે ઉદયકાળ આવે છે, એટલે કર્મ જ્યારે ભોગવવાને વખત આવે છે ત્યારે તે કુટુંબી, સ્ત્રી, પુત્ર, બાંધવ વિગરે કોઇ પણ આડે આવતાજ નથી. એકલા જીવાત્માને તે કર્મ ભોગવવા પડે છે, છતાં બીચારો પ્રાણી ઘાંચીના બળદની પેઠે ફર્યા કરે છે. કહ્યું છે કે:—

### છપ્પો.

**જેમ ઘાંચીનો બળદ, રાત ને દિવસ ફરીયો.**
**જેમ ગદ્ધો ગુણહીણ, ભાર અણલેખે ભરીયો;**
**પાડો જેમ પખાલ, પુંઠે પણ પરખે પાણી,**
**વેઠે પકડીઓ વીર, તરફડીને તે તાણી;**
**જર થઇ રહે રાંકડો, વેઠે દુઃખ વધારીયો.**
**શામળ નવ ખાધું ખરચીયું, તે જીતી બાજી હારીયો.**

મતલબ કે એ પ્રમાણે પ્રાણી જીતી બાજી હારી જાય છે. અરેરે ! ! આ જીવાત્માની અજ્ઞાનતા તો જુવો કે જેના વડે આ જીંદગી સફળ થવાની છે તથા ભવસમુદ્ર તરી શકાય છે, તે પવિત્ર ધર્મનો તો આદર કરતોજ નથી, ને નાશવાન ધન ધામ ધરામાંજ સદાય ડુબ્યો રહે છે, પણ એટલું તો ચોક્કસ યાદ રાખવું કે ધર્મ વિના બધું નકામુંજ છે, માટે ધર્મનું ભાતુ લે. પરભવમાં એજ ખરૂં કામનું છે. ઓચિંતો કાળ આવી પકડી લેશે તે વખતે સર્વ છોડી ચાલ્યું જવું પડશે ને મોતને આધિન થવુંજ પડશે. ઘરમાં ઘણું નાણું હશે તે સાથે નહિ આવે. વહાલી સ્ત્રી પણ સંગી નહિ થાય. મિત્રો તથા પુત્રો પણ અહિંજ રહેશે, ને મોતનું તેડું સ્વીકારવુંજ પડશે. કહ્યુ છે કે,—

## જીવને જ્ઞાનરૂપી ફટકો—ગઝલ.

તેડું થયું કીરતારનું, માન્યા વિના ક્યમ ચાલશે ?
આંખી થઈ જમદુતની, જાવા વિના કયમ ચાલશે. ૧
જાવું મજલ મોટી તહિં, તૈયારી કંઈ કીધી નહિ,
ભાતુ ભર્યું ના સાથ કંઇ, ભાતા વિના કયમ ચાલશે. ૨
શણગાર ધારી અંગમાં, રમતો ત્રિયાશું રંગમાં,
રામા ન આવે સંગમાં, રામા વિના કયમ ચાલશે. ૩
મિત્રો માંહે તું માહાલતો, ફક્કડ બની ફરતો હતો,
ના એકલો ક્યાંઈ જતો, મિત્રો વિના કયમ ચાલશે. ૪

સેવક તણા સહવાસમાં, હુકમો કર્યા હુલ્લાસમાં,
નોકર મળે ના સાથમાં, ચાકર વિના કયમ ચાલશે. ૫
સુખભોગના સાધન ઘણા, હાજર હતા ના કંઈ મણા,
અંતે ન કીધા આપણા, તેના વિના કયમ ચાલશે ? ૬
માયા અને મિલ્કત ખરે, મુકી જવું પડશે અરે,
નાણા નકામા આખરે, નાણા વિના કયમ ચાલશે ? ૭
પરમાર્થને પ્રીતે કરો, ભક્તિ તણું ભાતું ભરો,
કલ્યાણ આતમનું કરો, કીધા વિના કયમ ચાલશે ? ૮

મતલબ કે વખત આવે કાળને આધિન સૌને થવુંજ પડશે અને પોતે મેળવેલી સર્વ વસ્તુઓ અહિંયાજ પડી રહેશે. માટે હે વહાલા બંધુઓ ! આ મોઘો મનુષ્યનો જન્મ મળેલો છે તેને કંઈક સફળ કરજો. ફરી ફરીને આ ઉત્તમ મનુષ્ય ભવ જીવને મળવો મહા મુશ્કેલ છે. ઘણા ઘણા પુણ્યના થોક ભેગા થયા હશે ત્યારેજ આ ઉત્તમ અવતાર મનુષ્યનો મળેલો છે, તે આપણા મોટા સદ્‌ભાગ્યની નિશાની છે એ ચોક્કસ સમજવું; માટે આ ઉત્તમ મનુષ્ય જન્મ મેળવીને ઉત્તમ ધર્મધ્યાનનો લાભ જરૂર સદાય લેવો.

આ મોહ માયામાં મુંઢ બનેલો જીવ એટલું પણ વિચારતો નથી કે આ અવનિ ઉપર લાખો કરોડો માનવીઓ મારી પેલા થઈ ગયા છે, તે કોઈની સાથે પૃથ્વી ગઈ નથી ધન પણ ગયું નથી, સ્ત્રી, પુત્ર, ઘરબાર વિગેરે પણ

સાથે ગયા નથી, જર, જમીન ને જોરૂં સર્વ અહિંજ મુકીને તેઓ સર્વ ચાલ્યા ગયા છે. જેમ મુસાફરીએ ગયેલા કોઇ વટેમાર્ગુને ઉતરવા માટે કોઈ ધર્મશાળા કે મુસાફરી બંગલામાં બે દિવસ માટે રજા મળે છે, પણ તેમાં કાયમ રહી શકાતુંજ નથી, તેમ આ સંસાર પણ મુસાફરખાનુંજ છે. કહ્યું છે કે:—

**સંસાર સમજી લે શાણા ! મુસાફરખાનું. ટેક.**
**કોઇ નથી ટક્યું, કોઇ નથી ટકવાનું શાણા, મુસા૦**
**દુર દેશ તારો પ્યારા, અરે પરદેશી**
**કાલે સવારે ઉઠી, તારે તો જવાનું શાણા, મુસા૦**
**સગા ને સંબંધી તારા, પંખીનો મેળો,**
**મારૂં જેને માન્યું તે તો, ન્યારૂંજ થવાનું શાણા. મુસા૦**

તો ખરેખર આપણે સર્વે મુસાફર ખાનામાંજ આવીને રહેલા છીએ. અવશ્યમેવ વહેલું કે મોડું સર્વેને તે તજવુંજ પડશે, તે વખતે સર્વ પદાર્થો અત્રેજ પડયા રહેશે, એટલું તો ખરૂંજ છે કે આ જગતમાં જેમ ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત કરવામાં ઘણી ઘણી મુશ્કેલીઓ પડે છે, તેમ આ રત્નચિંતામણી તુલ્ય મનુષ્યભવ મહા મહેનતે ભગીરથ પ્રયત્નેજ પ્રાપ્ત થાય છે. સુજ્ઞ માણસે આ મનુષ્ય જન્મનો મુંબઈ નગરી સાથે નીચે પ્રમાણે મુકાબલો કરેલ છે.

---

## મુંબાઈ અને મનુષ્યનગરી

૧. જેમ ઘણા અભણ માણસો મુંબઈને મેમે કહે છે, ભણેલા બોમ્બે કહે છે, અને જ્ઞાની પુરૂષો તેને મોહમયી કહીને બોલાવે છે. વળી તે મુંબઈ નગરી ઉપરીની પેઠે ઉચ્ચ, ઉચ્ચતર અને ઉચ્ચતમ કોટીમાં મુકી શકાય છે, તેમ આ મનુષ્ય નગરી પણ જઘન્ય, મધ્યમ ને ઉત્તમ મનખો મનુષ્ય અને માનવભવ એ પ્રમાણે બોલાય છે, ૨. જેમ મુંબઇ નગરી દુનીયામાં મશહુર મોટું શહેર છે તેમ આ મનુષ્ય નગરી પણ ઘણું ધર્મધન રળવાનું મશહુર મોટું શહેર છે, ૩. જેમ મુંબઇ ચોરાશી બંદરનો વાવટો છે તેમ મનુષ્ય નગરી પણ ચોરાશી લાખ જીવાજોનીનો મહાતેજસ્વી વિજય વાવટો છે, ૪. જેમ મુંબઈમાં સર્વ બંદરોની ટીકીટો મળે છે તેમ આ મનુષ્ય નગરીમાંથી સર્વ યોનિમાં જવાની ટીકીટો મળે છે, ૫. જેમ મુંબઈ નગરી કેળવણીથી આગળ વધેલું છે તેમ મનુષ્ય પણ કેળવણીથી ઉત્તમ બને છે, ૬. જેમ મુંબઇ નગરીને પૂર્વે ઘણા આઘાત પ્રત્યાઘાત લાગેલા છે તેમ મનુષ્યોને પણ સુખ દુઃખોરૂપી આઘાત પ્રત્યાઘાત લાગે છે. ૭. જેમ મુંબઇ નગરી રાણી સરકારને કન્યાદાન તરીકે મળેલ છે તેમ મનુષ્ય નગરી કર્મ પરિણામ રાજાએ માનુષ્યાનીપૂર્વી નામની કન્યાને આપેલ છે ને તે ભવિતવ્યતા મુજબ વિકસેલ છે. ૮ જેમ મુંબઇ હુન્નરકળા, શોધકળા,

વ્યાપારાદિનું કેન્દ્રસ્થાન-સંગ્રહસ્થાન છે, તેમ મનુષ્યપણું સર્વ જ્ઞાનને શ્રેષ્ઠતા મેળવવાનું સંગ્રહસ્થાન છે. ૯. જેમ મુંબઈનો વર્ગ ઉંદરનો છે તેમ મનુષ્યનો વર્ગ પણ ઉંદરનોજ છે. એટલે ઉંદર જેમ ઉદ્યમી પ્રાણી છે ને તે જગતને હિસાબે ગણપતિ-ગણેશનું વાહન ગણાય છે તેમ મનુષ્ય પ્રાણી ઉદ્યમી જીવડો છે. તેનું કર્મ દેવતાનું વાહન છે. ૧૦. જેમ મુંબઇની સિંહરાશી છે તેમ મનુષ્યની પણ સિંહરાશી છે. *સિંહરાશી ઘણીજ બળવાન ગણાય છે. ૧૧ જેમ મુંબઈમાં કોટ અને બહાર કોટ એમ બે વિભાગ છે તેમ આ મનુષ્યનગરી પણ કોટ એટલે ડોકું-ગળું ને ડોકની નીચેનો ભાગ તે ધડ અથવા બહાર કોટ છે, એમ બે ભાગે ફંટાયો છે. ૧૨. જેમ મુંબઇમાં દોલત લક્ષ્મીની ટંકશાળ પડે છે તેમ આ મનુષ્ય નગરીમાં પણ જ્ઞાન, ધ્યાન અને ધર્મની ટંકશાળ સદાય પડે છે. ૧૩. જેમ મુંબઇમાં કોટના ભાગમાં મોટી મોટી ઓફીસો, મોટા ઓફીસરો, અમલદારો ને ઉચ્ચ કોટીવાળા મહા ધનવાન સદ્‌ગૃહસ્થો તથા ઘણાજ સુંદર ભવ્ય મકાનો અને મહેલો બંગલાઓ રહેલા છે તેમ આ મનુષ્ય નગરીમાં કોટમાં ડોકની ઉપર મસ્તકમાં પાંચ ઇંદ્રિયો, મગજ, જ્ઞાનતંતુઓ તથા આખા દેહની હેડ ઓફીસ છે. ૧૪. જેમ મુંબઇમાં રિદ્ધિસિદ્ધિ પરિપૂર્ણતા ભોગવે છે તેમ મનુષ્યના મસ્તકમાં મતિજ્ઞાન, કાનમાં શ્રુતજ્ઞાન, હૃદયમાં અવધિજ્ઞાન, મનમાં મનઃપર્યવ જ્ઞાન અને સર્વ આત્મ પ્રદેશમાં સંપૂર્ણપણે કેવળજ્ઞાન

રહેલ છે. ૧૫. જેમ મુંબઇમાં કોટ એ અતિ ઉત્તમ મનાય છે તેમ મનુષ્ય નગરીમાં ડોકની ઉપરનો ભાગ જે મસ્તક કે તે અતિ ઉત્તમ મનાય છે. મસ્તકની અંદર અનેક શક્તિઓ રહેલી છે તેથી ખરેખર મનુષ્ય મસ્તક સર્વથી અતિ ઉત્તમ ભાગ મનાય છે. ૧૫. જેમ મુંબઇ નગરીનો રાજા પરંપરા સંબંધે રાજ્ય ભોગવે છે તેમ મનુષ્ય નગરીનો રાજા કર્મ-દૈવ પરંપરા સંબંધે રાજ્ય સત્તા ભોગવે છે. ૧૬. જેમ મુંબઇમાં સરસ્વતી ને લક્ષ્મીદેવી બંને પરસ્પર પ્રસન્નતાથી સાથે રહે છે તેમ મનુષ્ય નગરીમાં પણ તે બંને દેવી સાથે રહી શકે છે. ૧૭. જેમ મુંબઇ આજકાલ સર્વને હોઠે આવી વસેલું છે તેમ મનુષ્યપણું પણ સર્વને હોઠે વસેલું છે. એટલે સર્વ ધર્મના શાસ્ત્રો તથા રૂષિ મુનિઓ ને મોટા મહાત્માઓ મનુષ્ય જન્મના સર્વદા વખાણ કરે છે ને મનુષ્ય જન્મને સર્વથી શ્રેષ્ટ ગણે છે. ૧૮. જેમ મુંબઇમાં ઘણા દેવસ્થાનો છે તેમ મનુષ્યમાં ઉત્તમ શક્તિઓ રૂપી ઘણા દે દેવસ્થાનો છે. ૧૯. જેમ મુંબઇ શહેર સર્વથી મોટું ને ધ રળવાનું મુખ્ય કેન્દ્રસ્થાન ગણાય છે તેમ મનુષ્ય શરી પણ સર્વથી મોટું અને આત્મ સિદ્ધિ પ્રાપ્ત કરવાનું મુખ સ્થળ મનાય છે.

વળી આપણું આ મસ્તક પણ શિરોરત્ન સમાનજ સાડાત્રણ મણની આ મનુષ્યના કાયામાં દશ શેર વજનવાળ માથામાં શી શી વસ્તુઓ ભરેલી છે ? ને તેમાં શી

નવાઇઓ રહેલી છે ?, તે કોણ આપણો શિરોમણી ભગવાનજ જાણે છે. મતલબ કે આ મનુષ્યરૂપી શહેર અનેક ઉત્તમ શક્તિઓનું સંગ્રહસ્થાન છે. આ પૈકી કોઇપણ એકજ શક્તિ કહેવામાં આવે અને તે શક્તિ મનુષ્યમાં ખીલે તો પણ અહોભાગ્ય છે ! તેથી ખરેખર તેનો બેડો પાર થઇ જાય છે. મસ્તકની સંભાળ સર્વ કરતા વધારે રાખવી જોઇએ. કહેવત છે કે, '**શિર સાબુત તો પાઘડીયા બહોત**' ૨૦. મનુષ્ય ગતિમાં આત્મસિદ્ધિ પ્રાપ્ત કરવાની જેવી કુદરતી બક્ષીસ રહેલી છે તેવી બીજી કોઇપણ ગતિમાં રહેલ નથી. સ્વર્ગવાસી દેવો ભલે અનેક શક્તિઓના કેન્દ્રસ્થાનરૂપ ગણાતા હોય પણ મનુષ્ય શક્તિ પાસે તો તે શક્તિ નિર્માલ્ય જેવીજ છે. માટે પુરાતની એક કહેવત છે કે, **કાળા માથાનો માનવી ધારે તો શું ન કરી શકે ?**



# મનુષ્યભવની મુસાફરી.

આજે બેની આનંદમાં, કાલ જાણે કીરતારજો;
અજબ ગતિ અવના વિષે, સમજાયે નવ સારજો.
આજે બેની આનંદમાં. ૧

રૂડું કરીએ રાજી થઇ, કૂડું કરીએ નવ કામજો;
સંપ રાખીએ સંસારમાં, આનંદે લઇ આરામજો. ૨
દુનીયામાં દિન બે તણાં, મનમાં સમજી મેમાનજો;
મનુષ્ય ભવની મુસાફરી, સર્વે પક્ષી સમાનજો. આજે૦ ૩
ઉગી ઉગીને આથમી ગયા, કમળ ખીલ્યાં કરમાયજો;
ચડીયા તે પડીયા ઘણાં, જનમ્યા તેતો મરી જાયજો. ૪
કોઇ ચાલ્યા ને કોઇ ચાલશે, કોઈ ચાલણ હારજો;
સમજ્યા તે સુખી થયા, ખાશે મુરખ મારજો. આજે૦ ૫
માતપિતા પતિ પુત્રને, સગા સ્નેહીનો સાથ જો;
અંત સમે અળગાં થશે, એતો સઘળા અનાથજો. આ૦ ૬
મોટા મંદીર ને માળીયાં, ધન માલ ને ધામજો,
જાવું તજી દઈ જીવને, તેલ ત્રુટયે તમામજો. આજે૦ ૭
ભક્તિ કરીએ સાચા ભાવથી, ભજીયે નિત્ય ભગવાનજો,
પરમાર્થે પ્રેમ રાખીએ, તજીએ અંતર અભિમાનજો. ૮
સદ્ગુણને સદા શોધીએ, સરલ થઇને સહાયજો;
સંતશિષ્યના પ્રભુ નામથી, પાપ તાપ પલાયજો. ૯

---

# આત્મબોધ વિષે.

( જેવી કરે છે કરણી—એ રાગ. )

દુનિયાં તણો મુસાફીર
        આખીર જરૂર જવાનો;
મિલ્કત ને દેહ મુકી,
        પલમાં થશે રવાનો. દુનિયાં૦ ૧

સાથે ન કોઇ આવે,
        બે મિત્ર સંગ આવે;
જ્યાં ધર્મની અદાલત,
        ઇન્સાફ ત્યાં થવાનો. દુનિયાં૦ ૨

વકીલાત ત્યાં ન ચાલે,
        કોઇ લાંચ પણ ન આલે;
જજમેન્ટ ત્યાંનો આગતા,
        મુકરર જગે જવાનો. દુનિયાં૦ ૩

હે મુજ ખ્યાલ કરજે,
        હિત વાક્ય ના વિસરજે;
નિજ ધર્મ માર્ગે વળજે,
        તો મોક્ષ મેળવાનો દુનિયાં૦ ૪



# હીતકારી વચનામૃતો.



૧: દાન દેવાથી જેવા હાથ શોભે છે, તેવા સોનાના કડાં પહેરવાથી શોભતા નથી.

૨: મધુર વચન બોલવાથી જેવું મુખ શોભે છે, તેવું પાન ચાવવાથી શોભતું નથી.

૩: સુખમાં મગરૂર થવું નહિ અને દુઃખમાં કાયર થવું નહિ.

૪: સુખ દીધે સુખ મળે અને દુઃખ દીધે દુઃખ મળે: માટે પસંદ પડે તે અંગિકાર કરો.

૫: જેટલા સ્વાદ તેટલા રોગ; જેટલું વેર તેટલો ભય: જેટલો સ્નેહ તેટલું દુઃખ.

૬: દુશ્મનને કબજે કરવો સહેલ છે પણ મન વશ કરવું કઠણ છે.

૭: ક્રોધ કરવો નહિ, જુગાર રમવું નહિ, પણ ક્રોધી જુગારીને ઓળખવાનું જ્ઞાન મેળવવું.

---

'અમૃત વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં
વાડીલાલ કાકુભાઈ સંઘવીએ છાપ્યું
ઠે. માણેકચોક પોસ્ટ ઑફીસ પાસે—અમદાવાદ.